

વ્યાકરણ.
ભાગ ૧ લો.

# લઘુ વ્યાકરણ.

## ભાગ પહેલો.

---

કર્ત્તા

દેશાઈ અમીધર રણછોડજી.

---

આવૃત્તિ આઠમી.

---



---

અમદાવાદ.
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ.

—:§:—

સંવત ૧૯૬૩. સન ૧૯૦૬.

---

કિંમત રૂ. ૦-૧-૩.

# પ્રસ્તાવના.

વ્યાકરણ શીખવવાની પદ્ધતિ બીલકુલ પોપટીઆં અને નીરસ થઈ ગઈ છે એ વાતની કોઈ પણ ના કહેશે નહિ. આ વિષયને રસમય કરવો એ ખાસ શિક્ષકોનું કામ છે. સુધરેલા દેશોમાં શિક્ષકોને વ્યાકરણ જેવા વિષયોને માટે ટેક્સ્ટ બુકો રાખવાની જરૂર પડતી નથી. તેવું થવાને કદાચ આ દેશમાં વાર લાગશે; પરંતુ એ દેશોના શિક્ષકોની હરીફાઈ કરવાનો ઉત્સાહ અહીંના શિક્ષકોમાં હોય તો ઘણો લાભ થવાનો સંભવ છે. ધોરણોમાં સરકારે જે ઉદ્દેશથી ફેરફાર કર્યો છે તે એજ છે કે છોકરાઓના મનમાં શિક્ષકોએ થોડી વાતો ઉતારવી, પણ તે ઘણીજ રસિક રીતે અને પક્કી ઠસે તેવી રીતે ઉતારવી જોઈએ.

મોટા અક્ષરે આ પુસ્તકમાં નિયમો આપ્યા છે તે કંઈ નાના છોકરાંને **ગોખવવા માટે નથી.** તેની પહેલાં આપેલા ખુલાસાને વાર્ત્તારૂપે અથવા સવાલ જવાબના રૂપમાં ગોઠવી, જાણીતી વાતો ઉપરથી અજાણ્યા ઉપર લઈ જઈ, છોકરાંઓ પોતાની મેળે નિયમ ઉપજાવી કાઢે તેવી સ્થિતિમાં તેમને લાવવા, એ ઉત્તમ શિક્ષણ છે.

એ પ્રમાણે બરોબર ઠસેલા નિયમો છોકરાઓના મન માંથી જતા નથી. નાનાં છોકરાંઓને 'નામ' કે 'ક્રિયાપદ' કે 'વાક્ય' ની વ્યાખ્યા ન આવડે તો હરકત નહિ પણ ઓળખતાં આવડે તો બસ છે; ત્રીજા ધોરણવાળાં બાળકોને માત્ર નામ અને ક્રિયાપદ ઓળખતાં અને સાદાં વાક્યો

બનાવી કર્ત્તા અને ક્રિયાપદ તરીકે તે વાપરતાં આવડે એટલુંજ જરૂરનું છે. કર્મનો ભાગ નામનું જ્ઞાન થવાને અને ક્રિયા પક્ષનો સારો ચિતાર આવવાને બહુ અગત્યનો અને સહેલો છે, માટે આ ભાગમાં તે રાખ્યો છે. ટુંકા વાક્યોમાં કર્મનો તેમજ બીજા પૂરક શબ્દોનો સમાવેશ થાય.

શિક્ષકોને માટે એક નમુનાનો પાઠ તૈયાર કરી આપવાથી બહુ ફળ નથી, કારણ કે પાઠ તૈયાર કરવો, તેનો છોકરાંઓની શક્તિ, તેમનું તે દિવસ સુધીનું જ્ઞાન, રસ ઉત્પન્ન કરે તેવું શિક્ષણ કરવા માટે મહેતાજીની છોકરાઓ વિષેની જાતમાહીતી, અને એવાં બીજાં કારણો ઉપર ઘણો આધાર છે. નમુનાના પાઠો શાળાપત્રમાં આજસુધી બહુ ચર્ચાની સાથે આપેલા છે.

આવા નાના પુસ્તકમાં પણ જોઈએ તેટલો ખુલાસો દરેક નિયમ પહેલાં આપી શિક્ષકોને શીખવવાની સૂચના કરેલી છે; તે ઉપરથી દરેક નિયમને માટે શિક્ષક સવાલ જવાબના રૂપમાં, અથવા બીજી રસિક રીતે પાઠ તૈયાર કરી લેશે.

ત્રીજા ધોરણનાં બાળકોને અક્ષર, વ્યંજન, સ્વર, જોડાક્ષર વગેરેની જોઈતી માહીતી હોય છે તેવું ધરાય છે, કારણ કે વાચનમાળામાં તે આવે છે; તેમ છતાં તે જ્ઞાન કાચું હોય તો પાકું થાય, તેવા ઉદેશથી આ પુસ્તકને છેડે થોડા પાઠો પરિશિષ્ટમાં આપેલા છે; કારણ કે તેનું થોડું જ્ઞાન જરૂરનું છે. છેલ્લો પાઠ ચોથા ધોરણમાં શીખવવા

લાયક ગણીએ તો હરકત નથી. પણ વિષયને હાલ પૂર્ણ કરવા ખાતરજ અહીં મૂકયો છે.

સરકારે આ ધોરણમાં 'સર્વનામ'નો વિષય રાખ્યો નથી. પણ "નામ" ને 'સર્વનામ' થી છૂટાં પાડી ઓળખાવવાં, એ સર્વનામ શીખ્યા સિવાય બનવું અશકય છે; કારણ કે હું, તું, તે, વગેરે સર્વનામનો ઉપયોગ નામને ઠેકાણેજ, અને તેના કરતાં પણ વિશેષ, અને પરિચિત છે; તોપણ બને તેટલી સંભાળ 'નામ' અને 'ક્રિયાપદ' ઓળખાવવામાં લીધેલી છે.

નાનાં છોકરાંઓ ખડીઓ, લેખણ, પાટી, વગેરે વસ્તુઓને વ્યાખ્યાથી ઓળખતાં શીખતાં નથી, પણ વારંવાર અવલોકન કરવાથી અને સરખાવવાથી શીખે છે; તેજ રીતે દૃષ્ટાંતોથીજ વાકય, શબ્દ, નામ, ક્રિયાપદ વગેરે ઓળખાવવાં ઉત્તમ છે.

નવાં ધોરણ પ્રમાણે વ્યાકરણ શી રીતે શીખવવું, એ સંબંધી ઘણા શિક્ષકો ગુંચવાય છે, તે ગુંચવાડો આ પદ્ધતિ જોવાથી નીકળી જશે; અને સરકારનો ઉદ્દેશ પાર પાડવાનો શિક્ષકોને ઉત્સાહ વધશે એવી આશા છે.

મહેરબાન રાવસાહેબ માધવલાલભાઈ) ટ્રેનિંગકોલેજના પ્રિન્સિપાલ સાહેબ)ની ઇચ્છાથી અને તેમની પોતાની ખાસ

સૂચનાઓ પ્રમાણે આ લઘુ વ્યાકરણ ત્રણ ભાગમાં તૈયાર થયું છે, અને મોટું વ્યાકરણ તૈયાર થવાનું છે.

રા. રા. મહેતાજી છગનલાલ મોતીરામે પણ આમાં પુષ્કળ શ્રમ લીધો છે.

અમદાવાદ,
જુલાઈ-૩૦ ૧૯૦૫. } દેશાઈ અમીશ્વર રણછોડજી.



# લઘુ વ્યાકરણ ભાગ ૧.

## પાઠ ૧. વાકયો ઓળખવાં.

છોકરાઓ, નાનાં છોકરાં વાતો કરે છે, તે તમે સાંભળો છે; અને બે ચોપડીઓ શીખ્યા, તેથી પણ તમે જાણી હશે. જુઓ, તેઓ કરે છે તેવી થોડી ટુંકી ટુંકી વાતો હું તમને કહું છું:—

| | |
|---|---|
| છોકરો બોલ્યો. | મોતીલાલ દોડે છે. |
| હું ચાલું છું. | હું પાણી પીઉં છું. |
| કાશી રોટલી વણે છે. | ચકલી ગઈ. |
| પાડું નાઠું. | નાથાભાઈ રડે છે. |
| પટેલ ગાયો ચારે છે. | હું પડયો. |
| જમની વાસણ લાવે છે. | ઊંદરો વધ્યા. |
| છોકરાઓ આવ્યા. | લુહાર લોઢું ઘડે છે. |
| તમે ચોપડીઓ વાંચો છો. | |

આ બધી ટુંકી વાતો વાકયો કહેવાય.

નાનાં છોકરાં, અને આપણે પણ કોઈ વખત એવી ટુંકી વાતો કરીએ છીએ. મોટા થઈએ તેમ તેમ લાંબી લાંબી વાતો કરતાં શીખીએ અને તે પણ વાકયોથીજ થાય.

૧. હું નિશાળેથી ઘેર જતો હતો;

૨. રસ્તામાં એક મદારી રમતો હતો,

૩. તે જોવાને હું થોડી વાર ઊભો રહ્યો;

૪. તેથી મને ઘેર જતાં મોડું થયું.

આ ૧, ૨, ૩, ૪, લાંબાં વાકયો છે, પણ હાલ આ પણે 'ટુંકામાં ટુંકી વાતો' અથવા વાકયોથી શરૂ કરીએ છીએ.

ઉપર લખેલી ટુંકી તથા લાંબી વાતો **વાકયો** કહેવાય, આપણે શી વાત કહેવાની છે તેની પૂરી **મતલબ સાંભળનાર સમજી શકે** એવું બોલીએ, ત્યારેજ **વાકય** થાય. કોઈને કંઈ પૂરૂં સમજાવવાને આપણે બોલીએ છીએ તે બધાં **વાકયો** છે, જુઓ હું ફરીથી કહું,—

હું બોલું છું, તમે સાંભળો છો, સિપાઈ ઊભો છે, નાથીઓ લખે છે, લલ્લુએ ચોપડી ઉઘાડી, મહેતાજીએ ટેબલ ઉઘાડયું, એ બધાં **વાકયો** છે.

---

**પ્રશ્ન.**

૧ થોડાંક વાકયો બોલો, અને પાટીઆ ઉપર લખો.

૨ પહેલી, તથા બીજી ચોપડીમાંથી નાનાં વાનાં વાકયો શોધી કહાડો.

( આ ઠેકાણે શિક્ષકે જેમ બને તેમ વધારે વાકયો લઈને મહાવરો કરાવવો.

---

## પાઠ ૨. વાકયના બે ભાગ.

હવે ગયા પાઠમાં આપેલાં વાકયો ફરીથી જુઓ. તેવું એક નાનું વાકય તપાસો. જુઓ, હું પાટીઆ ઉપર લખું છું:—

'છોકરો ચાલે છે.'

એમાં 'છોકરો' એ ચાલવાનું કામ કરે છે, માટે કામ કરનાર કોણ છે, તે બતાવવા માટે 'છોકરો' લખેલો છે; અને તે છોકરો શું કામ કરે છે તેને માટે 'ચાલે છે' એ બોલ લખેલો છે, ને તે એમ બતાવે છે કે તે "ચાલવાનું કામ" કરે છે. એ પ્રમાણે બીજાં વાકયો તપાસશો તો માલમ પડશે કે, દરેકમાં "કામ કરનાર" પણ છે, અને તે શું 'કામ કરે છે' તે પણ છે; માટે—

દરેક વાકયમાં "કામ કરનાર" પણ હોય છે, તેમજ 'તે શું કામ કરે છે' તે પણ હોય છે. એ બે વગર વાકય બની શકે નહિ, એટલે કે પૂરી કહેવાની મતલબ સમજાય નહિ.

---

## પ્રશ્ન.

૧. નીચેનાં વાકયોમાંથી "કામ કરનાર" અને તે "શું કામ કરે છે તે" છૂટાં પાડીને બતાવો:—

હું ચાલું છું. છોકરો દોડે છે.

ગાય ચરે છે. છોકરૂં રમે છે.

પથરો પડે છે. પતંગ ઊડે છે.

૨. તમારી મેળે ટુંકાં ટુંકાં વાકયો બોલો, અને તેમાં 'કામ કરનાર' તથા 'તે શું કરે છે તે' છૂટાં કરીને બતાવો.

---

## પાઠ ૩. બોલો અથવા શબ્દો.

આપણે જોયું, કે 'હું લખું છું' એમાં 'હું' અને

"લખું છું" એ છૂટા છૂટા બોલો છે; 'તું જાય છે' એમાં પણ બે છૂટા બોલો છે. "છોકરો જાય છે' એમાં પણ બે બોલો છે. 'છોકરો' એ એક બોલ બોલવાથી પૂરી વાત સમજાતી નથી; કેમકે તે શું કામ કરે છે તે જાણવાનું અધુરૂં રહે છે; તેમજ 'જાય છે' એ એક બોલ કહેવાથી પૂરૂં સમજાતું નથી, કારણ કે 'જવાનું કામ કોણ કરે છે' તે જાણવાનું બાકી રહે છે; માટે આપણે સમજવું કે એક બોલથી વાકય થતું નથી. એક બોલથી પૂરી વાત સમજાતી નથી, પણ 'કંઇક' સમજાય છે. 'છોકરો' એ બોલથી 'કામ કરનારું' સમજાય છે; અને 'જાય છે' એ બોલથી 'તે શું કરે છે' તે સમજાય છે. માટે **વાકયના છૂટા છૂટા ભાગો જેનાથી કંઈક સમજાય,** તે બધા 'બોલો' અથવા 'શબ્દો' કહેવાય; અને આપણે વાકયોમાંથી એવા બોલોને સહેલાઇથી છૂટા પાડી શકીએ છીએ. **બોલો એકઠા મૂકવાથી પૂરૂં સમજાય ત્યારે તે વાકય થાય.** એક બોલ કહેવાથી પૂરેપૂરી મતલબ સમજાય નહિ માટે એક બોલથી વાકય પણ થાય નહિ. બે બોલનાંજ વાકયો બનાવવાં હોય તો એક બોલ 'કામ કરનાર' અને બીજો બોલ, 'શું કામ કરે તે' બતાવનારો જોઈએ.

---

### પ્રશ્ન.

૧ નીચેનાં વાકયોમાંથી બોલો છૂટા પાડો:—

માણસ પડે છે, પક્ષી ઊડે છે, હું બેસું છું, ચોપડી પડી છે, પાટલી ભાગે છે, પાટીઉં પડયું છે.

૨ બબે બોલોનાં વાકયો બનાવો.

---

## પાઠ ૪. કર્ત્તા અને ક્રિયાપદ.

ગયા પાઠમાં તમે શીખી ગયા કે ટુંકામાં ટુંકું વાકય

બોલવાને ઓછામાં ઓછા બે શબ્દો જોઈએ. ( ૧ ) કામ કરનાર, અને (૨) તે શું કામ કરે છે તે. પાછલા દાખલાએ ઉપરથી તમારા મનમાં આવ્યું હશે કે માણુસ, ઘોડો, ગાય, પાટીઉં, ખડીઓ વગેરે જે વસ્તુઓનાં નામ પાડેલાં છે તે કામ 'કરનાર' તરીકે વાપરવામાં આવે છે અને 'કામ' બતાવનારા શબ્દો જુદા છે, 'માણુસ' 'ઘોડો' 'નિશાળ' 'છોકરો' 'પાણી' વગેરે બધાં નામો કામ 'કરનાર' તરીકે વપરાય, અને 'કરવું' જવું, આવવું, વગેરે 'કામ' બતાવનારા શબ્દો છે. કામ કરનારને "કર્ત્તા" અથવા "કરનાર" કહે છે અને 'કામ' અથવા 'ક્રિયા, બતાવનાર શબ્દને 'ક્રિયાપદ' કહે છે. 'કામ કરનાર' અથવા 'કર્ત્તા' ના જેવા બે શબ્દો એકઠા મૂકવાથી વાકય થાય નહિ, મતલબ કે પૂરો વિચાર બતાવાય નહિ. જેમકે—છોકરો ખુરસી; તેમજ 'કામ' બતાવનારા બે શબ્દો અથવા 'ક્રિયાપદ" જોડે મૂકવાથી પણ પૂરો વિચાર બતાવાય નહિ, જેમકે—આવે, દોડયો. પણ એક 'કામ કરનાર' શબ્દ, અને એક 'કામ' બતાવનાર શબ્દ એ બે એકઠા મૂકવાથીજ પૂરો વિચાર બતાવાય છે. જેમકે છોકરો આવે છે, ઘોડો દોડયો, વગેરે.

કામ કરનાર તે "કર્ત્તા" અને કામ બતાવનારો એટલે ક્રિયા બતાવનારો શબ્દ તે "ક્રિયાપદ" છે. વાકયમાં એ બંને જોઈએ.

---

### પ્રશ્ન.

૧. કર્ત્તા એટલે શું ?
૨. ક્રિયાપદ એટલે શું ?
૩. કર્ત્તા માટે કેવા શબ્દો જોઈએ ?
૪. કેટલાક કર્ત્તા તરીકે વાપરી શકાય તેવા શબ્દો બોલો.
૫. ક્રિયાપદ થાય તેવા શબ્દો બોલો.
૬. નીચેનાં વાકયોમાંથી કર્ત્તા તથા ક્રિયાપદ બોલો:—

| | |
|---|---|
| રાત પડી. | મગન આવ્યો. |
| લલ્લુ જાય છે. | લાકડું સળગે છે. |
| સ્લેટ ભાગી. | ગાય ચરે છે. |
| ઝાડ પડે છે. | બાળક રમે છે, |
| દીવો બળે છે. | ઘોડો દોડે છે. |

---

## પાઠ ૫. ક્રિયાપદ.

જેમ 'કરવાનું,' 'જવાનું,' 'આવવાનું.' 'દોડવાનું,' 'ઘડવાનું,' 'કામ' છે, તેમજ હોવાનું પણ 'કામ' ગણાય છે; માટે હોવાનું, રહેવાનું, પણ 'કામ' સમજવાનું છે. એટલા માટે છું, છે, હતો, રહ્યા, બન્યા, વગેરેને પણ ક્રિયાપદમાં ગણવાનાં છે. તેજ પ્રમાણે હોય છે, બનેછે, રહે છે, મરે છે, પડે છે, જડયું, ઊંઘે છે, નીકળ્યું, ફાટયું, થયું, કપાયું, એ બધાં ક્રિયાપદ છે, કારણ કે તે બધાં 'હોવાનું', 'બનવાનું' 'જડવાનું', 'ઊંઘવાનું' 'મરવાનું' વગેરે 'કામ' બતાવે છે.

**ક્રિયાપદથી હોવાનું, રહેવાનું, જવાનું, કે એવું બીજું હરકોઈ કામ પણ જણાય છે.**

---

### પ્રશ્ન.

૧. ક્રિયાપદથી કેવી કેવી ક્રિયાઓ જણાય છે. ?

૨. છે, હતું, ઊગ્યું, ભાગ્યું, તપે છે, ઊકળ્યું, વગેરે શબ્દો કયા વર્ગમાં ગણાય ?

૩. ઉપરના જેવાં બીજાં થોડાં ક્રિયાપદો બોલો.

---

*છોકરાને હાલ માત્ર દાખલાઓથીજ આવાં ક્રિયાપદ શીખવવાં.

## પાઠ ૬. અધ્યાહાર.

ગયા પાઠમાં તમે શીખી ગયા કે ટુંકામાં ટુંકાં વાકયમાં પણ કર્ત્તા અને ક્રિયાપદ એ બે વાનાં તો હોવાંજ જોઈએ; પરંતુ કોઈ વખતે કર્ત્તા અથવા ક્રિયાપદ એ બેમાંથી એક-જ શબ્દ આપેલો હોય છે, તોપણ લખાણ અથવા વાતચીત ઉપરથી બીજો શબ્દ સમજી લેવામાં આવે છે. જેમકે-કોઈ પૂછે કે 'મોતીલાલ છે?' આપણે કહીએ કે " છે, " તો 'છે' એ વાકય થયું; પણ સામો માણસ એમ સમજશે કે "**મોતીલાલ** છે." એમાં **મોતીલાલ** એ શબ્દ સમજી લેવામાં આવ્યો. તેમજ કોઈને પૂછીએ કે ત્યાં કોણ હતો? સામો માણસ કહે કે "**મગનલાલ**", તો આપણે સમજીશું કે "**મગનલાલ** હતો." આ પ્રમાણે 'હતો' એ શબ્દ સમજી લેવામાં આવ્યો. એમ એક શબ્દ હોય પણ બીજો શબ્દ સમજી લઈએ ત્યારેજ પૂરી મતલબ સમજાય છે.

**કોઈ વખતે વાકયમાં એકજ શબ્દ બોલાય છે, પણ તેમાં બીજો શબ્દ સમજી લેવાય એવો હોય તો તે વાકય થાય.**

---

### પ્રશ્ન.

(૧) નીચેના કૌંસમાં લખેલા શબ્દોનાં પૂરાં વાકયો બનાવીને તેનાં કર્ત્તા તથા ક્રિયાપદ બોલો:—

કોણ જાય છે? (મોતીલાલ.)
ગાય શું કરે છે? (ચરે છે.)
કોણ છે? (બાપા.)

કોણ વાંચે છે ? (મગન)
છોકરૂં શું કરે છે ? (ઊંઘે છે.)

---

## પાઠ ૭. અનુક્રમ.

"જાય છે છોકરો," એમ બોલાતું નથી; પણ "છોકરો જાય છે," એમ બોલાય છે; તેમજ "ગાય આવે છે;" "છોડી પડી," વગેરે વાક્યો ઉપરથી જણાય છે કે પહેલો કર્ત્તા, અને પછી ક્રિયાપદ આવે છે. માટે—

**વાક્યમાં પહેલો કર્ત્તા, અને પછી ક્રિયાપદ બોલાય છે.**

---

### પ્રશ્ન.

૧ ડાબી હારમાંથી એકેક કર્ત્તા માટે, અને જમણી હારમાંથી તેને લાગુ પડતો ક્રિયાપદનો એક એક શબ્દ લઈને વાક્યો રચોઃ—

| क | | ख | |
|---|---|---|---|
| રાત, | જશે, | ગાય, | આવ્યો, |
| સૂરજ, | પડી, | ઢોર, | ઊડે છે, |
| છોકરો, | ગયો, | કાગડો, | વરસે છે, |
| ચાકર, | ઊગ્યો, | લલ્લુ, | ગયાં, |
| ઉંદર, | ઊડે છે, | કોળ, | આવી, |
| પોપટ, | કરડે છે, | વરસાદ, | ખોદે છે. |

૨. ઉપરના શબ્દોનાં વાક્યો બન્યા પછી તેનાં કર્ત્તા તથા ક્રિયાપદ બોલો.

( આ ઠેકાણે શિક્ષકે ધ્યાન આપવું કે છોકરાં વગર અર્થનું વાક્ય બનાવે નહિ; જેમ—ચાકર ઊગ્યો, ઢોર ઊડે છે, કાગડો વરસે છે, ઇ. )

૩. વાક્યમાં કર્ત્તા તથા ક્રિયાપદ કયા અનુક્રમે આવે છે?

૪. બે શબ્દોનાં વાક્યો બોલો.

---

## પાઠ ૮. અભ્યાસ.

નીચેના શબ્દોમાંથી એક કર્ત્તા તથા એક ક્રિયાપદ લઈ વાક્યો રચોઃ—

**क.**

છોકરો, બાઈડી, છાપરૂં, રમે છે, આવી, પડ્યું.

**ख.**

ઢળી, ખડીઓ, આળોટે છે, શાહી, ભરાયો, ગધેડું.

**ग.**

પોપટ, લખે છે, બાઈડી, ઊડે છે, રાંધે છે, ભરાયું, પાણી, જીવરામ, પાકે છે, પેન, ઘાસ, તૂટી, ભરાયો, થઈ, દાણા, બાગી, રસોઈ, ઊગે છે, લોટો.

**घ.**

ખાય છે, દીવો, ગયા, વહે છે, છોકરા, મગન બાળક, પાણી, આવશે, છોડી, ભરાયું, અનાજ, છે, ઊડે છે રડી, તળાવ, રાંધ્યું, ચકલી, બળે છે.

---

## પાઠ ૯.

## પરચુરણ પ્રશ્નો.

૧. વાક્યો એટલે શું ? વાક્યો શું મળીને થાય છે ?
૨. શબ્દ અથવા બોલ એટલે શું ?
૩. વાક્યમાં ઓછામાં ઓછા કેટલા શબ્દો જોઈએ ?
૪. એક શબ્દથી વાક્ય છે એમ ક્યારે સમજાય ?
૫. કર્ત્તા એટલે શું ?
૬. કર્ત્તાથી શું જણાય છે ?
૭. ક્રિયાપદથી શું જણાય છે ?
૮. કર્ત્તા માટે કેવા શબ્દો જોઈએ ?

૯. નીચેના શબ્દોમાંથી કર્ત્તા તરીકે વપરાય એવા શબ્દો બોલો, અને ક્રિયાપદ તરીકેના શબ્દો બોલોઃ—

તાપ, બેઠું, સંતાય, રાજા, થઈ, બંધાયું, ઊગ્યું, વેરાયા, બગડ્યું, પકડ્યા, આવે છે, રડ્યો, ચઢ્યું, ચીતરે છે, ભણાવે છે, ચોર, ઘાસ, ચોમાસું, દાણા, છોડી, પરીક્ષા, પડ્યો, પધાર્યા, ઘર, શરીર, નોકર, મહેતાજી, ઝેર, સાપ, ચીતારો.

૧. ઉપરના શબ્દોમાંથી એક કર્ત્તા માટે, અને તેને એક લાગુ પડતો ક્રિયાપદનો શબ્દ લઈ બબ્બે શબ્દોનાં વાક્ય રચો.

---

## પાઠ ૧૦ નામ.

પ્રથમ તમે શીખી ગયા કે કર્ત્તા તરીકે વપરાતા શબ્દો તે "નામ" છે. તમામ નામો આપણી ઇંદ્રિયો વડે આપણે ઓળખી શકીએ છીએ. સૂરજ, ફુલ, તારા, ઘડિઆળ, પાણી, પવન, પશુ, પક્ષી, ઝાડ, વરાળ, એ બધાં ઇંદ્રિયોથી ઓળખાય તેવી વસ્તુઓનાં નામ છે. પણ કેટલાંક નામો

માત્ર મનથીજ જાણી શકાય એવાં છે. ડહાપણ, ઘેલછા, ખટાશ, લોભ, ચિંતા, મૂર્ખાઈ, આડાઈ નબળાઈ, દોડ, ચાલ, હરકત, એ બધાં મનથી જણાય તેમનાં નામો છે. માટે નામોના હાલ બે ભાગ પાડીશું.

(૧) જે વસ્તુઓ આપણે ઇંદ્રિયોથી જાણી શકીએ છીએ, એટલે આંખ વગેરેથી ઓળખી શકીએ છીએ તેનાં નામ; જેમકે–મગનલાલ, પાણી, પવન, ઝાડ, વરાળ, ઇ.

(૨) જે આપણે ઇંદ્રિયો વડે ઓળખી ચકતા નથી પણ (ગુણ, કામ, વગેરે), જેને આપણા મનથીજ ઓળખી શકીએ છીએ, તેનાં નામો; જેમકે ગળપણ, ચોકખાઈ, વિચાર.

**ઇંદ્રિયોથી અથવા મનથી ઓળખી શકાય છે, તે બતાવનારા શબ્દો 'નામ' કહેવાય.**

( બીજા ભાગમાં વિશેષણ ઉપરથી, અને ક્રિયાપદ ઉપરથી થએલાં, અને એવાં બીજાં નામો આવે છે, એ શિક્ષક ખાસ ધ્યાનમાં રાખવું. )

---

## પ્રશ્ન.

૧. દુનીઆમાંની વસ્તુઓ તમે શા વડે ઓળખી શકો છો?

૨. તમામ નામોના મુખ્ય કેટલા ભાગ પાડી શકાય ? તે કયા કયા ?

૩. ઇંદ્રિયોથી જણાય તેવી વસ્તુઓનાં પાંચ નામ આપો.

૪. મનથી જાણી શકાય તેમનાં થોડાં નામો બોલો.

---

## પાઠ ૧૧. નામ.

૧, ઇંદ્રિયોથી ઓળખી શકાય તેવી વસ્તુઓ તો તમે તરત ઓળખો. તે ત્રણ જાતની હોય; કાં તો પ્રાણી, વનસ્પતિ, કે પદાર્થ. ૧ મગન, વાઘ, ચકલી, કીડી, પતંગીઉં, એ પ્રાણી છે. ૨. લીમડો, પીપળો, ઝાડ, વેલા, છોડવા, કારેલી, ઘાસ, એ વનસ્પતિનાં નામો છે. ૩. પત્થર, ઇંટ, માટી, પવન, વગેરે પદાર્થોનાં નામ છે. પણ **બીજો પ્રકાર** કે જે ઇંદ્રિયોથી **જાણી** શકતા નથી, પણ મનથી ઓળખી શકીએ છીએ, તેના હાલ વિભાગ પાડતા નથી.

---

### પ્રશ્ન.

૧. જે નામો ઇંદ્રિયોથી ઓળખાય નહિ તે શાથી ઓળખાય?
૨. પ્રાણીનાં ૫, વનસ્પતિનાં ૫ અને પદાર્થનાં ૫ નામો બોલો.
૩. નીચેનાં વાક્યોમાંથી નામ, તથા ક્રિયાપદ બોલોઃ—

| | |
|---|---|
| માણસ જાય છે. | ભડકો થયો. |
| ટાઢ વાય છે. | ગમ્મત પડી. |
| કેરી થઈ. | નવાઈ લાગી. |
| માળી આવ્યો. | ઝેર થયું. |
| ઘાસ ઊગી. | હરકત પડી, |
| ગંધ આવે છે. | પ્રીતિ થઈ. |
| તિખાશ છે. | મિઠાઈ હતી. |

૪. ઉપરનાં વાક્યમાંથી કર્ત્તા તથા ક્રિયાપદ બોલો.
૫. નીચેના શબ્દોમાંથી નામ, તથા ક્રિયાપદના શબ્દો જુદા બોલોઃ—

પવન, ગાઈ, ફિકર, આબરૂ, આવ્યું, પકડી, મળી, ગુણુ, થાય છે, વધી, આવે છે, અક્કલ, ભાન, હિંમત, ભલાઈ, થયો, થયું, અભિમાન.

---

## પાઠ ૧૨. નામ.

હવે જુઓ, નામનું વધારે ઓળખાણુ કરાવવા માટે નામો તપાસીએ. માણુસ, દયા, ઝાડ, હાથ, પગ, સુખ, દુઃખ આ જે નામો કહ્યાં, તેમાં ઇંદ્રિયોથી ઓળખાય તેવાં પણુ છે. અને મનથી ઓળખાય તેવાં પણુ છે. એ બધાં નામો લઈને વાકયો બનાવવા માંડીએ, તો તમને સમજાશે કે બધાં નામો 'કર્ત્તા' તરીકે વાપરી શકાય; ને તેની સાથે એક બંધ બેસે એવું ક્રિયાપદ મૂકીએ તો વાકય થાય. જેમકે—હાથ ભાગે છે, દુઃખ પડે છે, દયા આવે છે, જીત થાય છે, વગેરે.

એવું કોઈ **નામ** ન હોય કે તેને કર્ત્તા તરીકે ન વાપરી શકાય. માટે—

**કોઈ પણુ નામને કર્ત્તા તરીકે વાપરી શકાય છે.**

---

### પ્રશ્ન.

૧. નીચેનાં નામોને કર્ત્તા તરીકે વાપરી દરેક નામની સાથે લાગુ પડતું જુદું જુદું ગમે તે ક્રિયાપદ મૂકી વાકયો રચો:—

છોકરો, બાપા, છોડી, લાજ, દુઃખ, મગન, નબળાઈ, ગુણુ, ઉપકાર, રાજા, ડહાપણુ, તળાવ.

૨, નીચેનાં ક્રિયાપદની સાથે લાગુ પડતો એકેક જુદો જુદો કર્ત્તા લઈ વાક્યો રચો:—

આવે છે, જાય છે, પડયો, ઢળી, રડયું, ગઈ, સંતાયો, હતો, છે, પકડયો, સુકાયું, બળે છે.

૩. નામનો ઉપયોગ વાક્યમાં ક્યાં આગળ થાય છે?

૪. કર્ત્તા તરીકે કયા પ્રકારના શબ્દો વપરાય છે?

---

## પાઠ ૧૩.

આપણે બોલીએ છીએ તે, અથવા પાટીઆ ઉપર લખેલો **ટોપી** શબ્દ, કંઈ પહેરવાના કામમાં આવતો નથી. 'શબ્દ' એ વસ્તુ નથી. પાઘડી એ વસ્તુ જુદી છે, અને તે વસ્તુનું ભાન કરાવનારો 'પાઘડી' શબ્દ એ જુદો છે; 'ચોપડી' વસ્તુ કાગળ કપડા વગેરેની છે. પણ આપણે બોલીએ અથવા લખીએ છીએ, તે શબ્દ 'ચોપડી' તેનો બનાવેલો નથી; અથવા ચોપડી બગડી કે ફાટી જવાથી આપણો બોલેલો અથવા લખેલો શબ્દ 'ચોપડી' બગડી કે ફાટી જતો નથી, માટે જે શબ્દો બોલીએ કે લખીએ છીએ તે વસ્તુ જાતે નથી પણ તેનાં નામ માત્ર છે.

---

### પ્રશ્ન.

૧. જે નામ તમે વાપરો છો તે જાતે વસ્તુ કે શું?

---

## પાઠ ૧૪. કર્મ.

કેટલાંક ક્રિયાપદ એવાં હોય છે, કે તે બોલવાથી પૂરૂં કામ સમજાય છે. જેમકે-"છોકરો દોડ્યો" પણ કોઈકોઈ વખત એકલા ક્રિયાપદથી પૂરૂં કામજ સમજાતું નથી, ને કર્ત્તા શું કામ કરે છે, તે સમજવાનું અધૂરૂં રહે છે. જેમકે-"કુંભાર બનાવે છે." એમ કહેવાથી કાંઇ પૂરૂં સમજાતું નથી. તે શું **બનાવે** છે તે જાણવાનું બાકી રહ્યું માટે પૂરૂં કામ બતાવવા માટે ક્રિયાપદની સાથે બીજું નામ મૂકવાની જરૂર પડે છે. અને તે મૂકીએ ત્યારેજ પૂરૂં કામ સમજાય. જેમકે-કું**ભાર ઘડો બનાવ** છે, અથવા કું**ભાર રમકડું બનાવે** છે. 'છોકરો ફેરવે છે' એમ બોલીએ તો અધૂરૂં વાકય થાય, તે માટે તે 'ભમરડો' ફેરવે છે,' 'લાકડી' ફેરવે છે, કે એવો કાંઈ પણ બોલ મૂકીએ તોજ તે વાકયનો પૂરો અર્થ સમજાય. કામ કરનારનું કામ પૂરૂં સમજવાને માટે જે બીજું નામ મૂકવું પડે છે, તેને "કર્મ" કહે છે.

બિલાડીએ દૂધ પીધું, રાજા હુકમ ચલાવે છે, સોની વીંટી ઘડે છે, એ બધા વાક્યોમાં, 'દૂધ' 'હુકમ' અને 'વીંટી' એ શબ્દો કર્મ છે.

**કર્ત્તા જે વસ્તુ બનાવ અથવા જેના ઉપર કે જે વાપરીને ક્રિયા કરે છે, તે કર્મ કહેવાય છે.**

**નામને કર્મ તરીકે વાપરી શકાય છે.** છોકરો ચોપડી વાંચે છે, બેને રસોઈ કરી, રાજા દેશ જીતે છે, એ વાક્યોમાં **ચોપડી, રસોઈ, દેશ,** એ કર્મ છે.

---

### પ્રશ્ન.

૧. કર્મ કોને કહેવાય ?

૨. કર્મ તરીકે કયા પ્રકારના શબ્દો આવે ?

૩. નીચેનાં વાકયોમાંથી કર્મ ખોળી કહાડો:—

વણકર લૂગડાં વણે છે. ખેડુત દાણા પકવે છે.
લુહાર લોઢું ઘડે છે. ચાકર પુંજો વાળે છે
બાઈડી સૂતર કાંતે છે. ઘોડો ખાસ ખાય છે.
મગન ઘડિઆળ વગાડે છે. માણસ દયા લાવે છે.

૪. ઉપરનાં વાકયોમાંથી કર્ત્તા તથા ક્રિયાપદ બોલો.

૫. નામનો ઉપયોગ કયાં કયાં થઈ શકે ?

---

### પાઠ ૧૫. અનુક્રમ.

છોકરો લાડુ ખાય છે, મગન પાણી પીએ છે, સુથાર લાકડું ઘડે છે, વગેરે વાકયો ઉપરથી જણાય છે કે—

**વાકયમાં પહેલો કર્ત્તા, પછી કર્મ અને છેલ્લે ક્રિયાપદ આવે છે.**

---

### પ્રશ્ન.

૧. ટુંકામાં ટુંકા વાકયમાં કયા કયા ભાગ હોય છે ?

૨. તમે કેટલા ભાગવાળાં વાકયો લખી શકો ?

૩. એ ભાગ કયા કયા ?

૪. એ ભાગો વાકયમાં કયા અનુક્રમે આવે છે ?

૫. તે દરેક ભાગમાં કયા પ્રકારના શબ્દો આવે ?

૬. નીચેના શબ્દો ઉપરથી દરેકમાં કર્મ હોય એવાં વાકયો બનાવો:—

ચોપડી, જોડે છે, બકરો, બેન, રાખે છે, ચાકર, પાણી, ગાડી, રસોઈ, ઘાસ, કરે છે, ખાય છે, છાપે છે, પીધું, હેત, ગાય, મગન, માબાપ.

૭. નીચેની ત્રણ હારમાંની પહેલીમાંથી એકેક કર્ત્તા, બીજીમાંથી એકેક કર્મ, અને ત્રીજીમાંથી એકેક ક્રિયાપદ લઈ વાકયો રચોઃ—

| | | |
|---|---|---|
| લુહાર, | ઘાસ, | પકડ્યું, |
| કડીઆએ, | પાડું, | ચણ્યું, |
| ગાય, | લોઢું, | ભણાવશે, |
| વાઘે, | ઘર, | ખાય છે, |
| મહેતાજી, | બકરું, | ઘડે છે. |

૮. નીચેના શબ્દોમાંથી એકેક કર્ત્તા, એકેક કર્મ અને એકેક ક્રિયાપદ લઈને અર્થ સમજાય એવાં વાકયો રચોઃ—

છોડી, બાપાએ, જીવણલાલ, દાણા, ચોપડી, વાંચે છે, ચુંદડી, આણ્યા, ઓઢે છે, દેડકે, માએ, ગાડીત, પેટ, વણી, ગાડું, ફુલાવ્યું, રોટલી, હાંકે છે.

---

## પાઠ ૨૬. વાકયના ભાગ.

ગયા પાઠમાં તમે શીખી ગયા કે બધાં વાકયોમાં કર્ત્તા અને ક્રિયાપદ, એ બે ભાગ હોય છે, અને કેટલાંક વાકયોમાં ક્રિયાપદની સાથે કર્મ પણ હોય છે, માટે વાકયના બે ભાગ પાડીએ તો કર્ત્તાવાળો ભાગ કર્ત્તાનો પક્ષ અથવા **કર્તૃપક્ષ** અને ક્રિયાપદ વાળો ભાગ તે **ક્રિયાપક્ષ** કે **વિધાનપક્ષ** કહેવાય છે. ક્રિયાપદથી કર્ત્તાની ક્રિયા અથવા વિધાન સમજાય

છે, માટે તેને **વિધાનપક્ષ** કહે છે. કર્મ એ ક્રિયાની પૂરી કરે છે, માટે તે **વિધાનપક્ષ**નો ભાગ છે. **વિધાનપક્ષ** એકઠું બોલતાં કર્મ ભેગું આવે. હવે સમજ્યા હશો કે વાકયના મુખ્ય બે ભાગ છે

(૧) +**કર્તૃપક્ષ** અને (૨) **વિધાનપક્ષ**; અને તેમાં વળી વિધાનપક્ષના બે ભાગ:—

(૧) ખાસ ક્રિયા બતાવનારો શબ્દ;

*(૨) ક્રિયા પૂરી કરનારો શબ્દ.

---

**પ્રશ્ન.**

(૧) ખાસ ક્રિયા બતાવનારો શબ્દ શું કહેવાય?

(૨) વિધાનપક્ષ કોને કહેવાય ?

(૩) તે ભાગને વિધાનપક્ષ શા માટે કહે છે ?

૫. નીચેનાં વાકયમાં કયા શબ્દો કયા પક્ષમાં આવેલા છે તે જણાવો:—

| | |
|---|---|
| રાજા જાય છે. | ઘાંચી તલ પીલે છે. |
| દીવી પડી. | ફિકર થાય છે. |

---

+ 'કર્તૃપક્ષ'ને બદલે 'ઉદ્દેશ્યપક્ષ' અને 'વિધાનપક્ષ'ને માટે વિધેયપક્ષ' વધારે અનુકૂળ છે.

*ક્રિયાપૂર્ણીમાં કર્મ ઉપરાંત 'કેટલાંક અકર્મક' ક્રિયાપદની સાથે વાકય પૂરૂં કરવા આવનારાં નામ, સર્વનામ, વિશેષણ વગેરે પણ આવે; કારણ કે તે વિના વાકય અધુરૂં દેખાય છે:- હું **રાજા** છું, તે **સૂત્રધાર** બન્યો, **છોકરાને** ગમે છે, **તેને** તાવ આવ્યો, ૪.

'કર્મ' અને 'બીજા પૂરક શબ્દો' ને ઓળખતાં શીખવવું.

કલ્યાણુ વ્યાંકરણુ ભણ્યો. છોકરો કલમ ઘડે છે.
મોતીલાલ ગાય છે. સુખ થશે.
માણુસ ઘર બનાવે છે. વીંછી ડંખ મારે છે.
લલ્લુ કાગળ લખે છે. લાકડું છે.
કૂતરો ભસે છે. બિલાડી રોટલો લાવી.
ચંદ્ર ઊગ્યો. વીંટી હતી.
લુહાર લોઢું ઘડે છે. દરજી લુગડું સીવે છે.
દયા ઉપજી. સંકટ આવ્યું.
હરખ થયો.

૬. ઉપરનાં વાક્યોમાંથી નામ તથા ક્રિયાપદ બોલો.

---

## પાઠ ૧૭. નામનું વિશેષ ઓળખાણુ.

પાછલા પાઠો ઉપરથી તમે જાણ્યું હશે કે કેટલાક ક્રિયાપદ એવાં છે કે તે એકલું બોલવાથી કામ પૂરૂં બતાવી શકાતું નથી, અને તેને પૂરૂં કરવાને "કર્મ" થનાર નામ મૂકવું પડે છે; નામનો ઉપયોગ કર્ત્તા તથા કર્મ તરીકે થાય છે, તે હકીકત તમે જાણી. ત્યારે હવે નામ કેવા શબ્દોને કહેવાં એનો વધારે સારો ચિતાર બરાબર તમારા મનમાં આવ્યો હશે; માટે ફરીથી યાદ રાખો કે—

( ૧ ) દુનિયામાં જે જે વસ્તુઓ આપણી ઇંદ્રિયોથી ઓળખાય છે, તે ઓળખાવનારા શબ્દો બધાં નામો છે. જેમકે–હાથી, પલટણુ, સુરજ, પવન, ઇ.

( ૨ ) ગુણુ વગેરેનાં નામો જે આપણે કર્ત્તા અથવા

કર્મ તરીકે વાપરી શકીએ, તે નામો છે; જેમકે–ખટાશ, કાળાશ, ગળપણ, ઘેલછા, નુકસાન, ૪.

૩. જે ક્રિયાનાં નામો કર્મ કે કર્ત્તા તરીકે વાપરી શકીએ તે પણ નામો કહેવાય. દોડ, ચાલ, રમત,ગમ્મત, બોલી, સમજ, વગેરે.

ઉપરનાં (૨) અને (૩) ઇંદ્રિયોથી નહિ પણ મનથી જણાય છે, કોઈ વાકયમાં ગમે ત્યાં શબ્દ આવ્યો હોય, પણ તે શબ્દ ત્યાંથી છૂટો પાડીને જોવું કે તે કર્ત્તા કે કર્મ તરીકે વપરાય છે કે નહિ. જો વપરાતો હોય તો તે 'નામ'હોય.

---

### પ્રશ્ન.

(૧) નીચેનાં વાકયોમાંથી નામ તથા ક્રિયાપદ શોધી કહાડોઃ–

છોકરો તલ * તથા અડદ લઈ જાય છે.

હાથી સુંઢ વતી દરેક વસ્તુ ઝાલે છે.

સાદી પાઘડી ઘણા માણસો પહેરે છે.

બાપા, ઘોડા ભેંસ, અને ગાયો લાવશે.

---

ઉપર મુજબ વાચનમાળાની ચોપડીમાંથી વિભક્તિ સિવાયનાં નામ હોય તેવાં વાકયો લઈ તેમાંથી નામ તથા ક્રિયાપદ બોલાવવાં. નામ તથા ક્રિયાપદ શા માટે કહેવામાં

---

* આ વાકયોમાંથી 'અને' 'વતી' વગેરે શબ્દો કર્ત્તા, અથવા કર્મ તરીકે વાપરીને વાકય બનાવાતું નથી,માટે તે 'નામ' નથી, એ વાત 'નામ' સમજાવવામાં મદદગાર થશે.

આવે છે, તે પણ પૂછતાં રહેવું ટુંકાં વાક્યો કે જેમાં કર્તા તથા કર્મ તરીકે એક એક શબ્દ વપરાએલો હોય, તેવાં વાક્યોમાંથી નામનો ઉપયોગ પણ પૂછવો. અને શબ્દના પ્રકાર તથા ઉપયોગ નીચે મુજબ બોલાવવા મહાવરો કરાવવો:—

૧ છોકરો જાય છે.

છોકરો—નામ—કર્ત્તા;

જાય છે—ક્રિયાપદ—વિધાનપક્ષ.

૨ સુથાર લાકડું ઘડે છે.

સુથાર—નામ—કર્ત્તા;

લાકડું—નામ—કર્મ—વિધાનપક્ષનો ભાગ;

ઘડે છે—ક્રિયાપદ—વિધાનપક્ષ.

મોટાં વાક્યોમાંથી માત્ર નામ અને ક્રિયાપદ બોલાવવાં; જેમકે—ખેડુત બાજરી, કોદરા, વગેરે અનાજ પકવે છે.

૧. એ વાક્યમાંથી નામ બોલો.

૨. એ વાક્યમાંથી ક્રિયાપદ બોલો.

૩. ઉપરના જવાબ નીચેનાં વાક્યમાંથી આપો:—

મગન. મોતીલાલ, ને ઘેલાભાઇ પુસ્તકો ગોઠવે છે.

ઉપર મુજબ નાનાં તથા મોટાં વાક્યમાંથી નામ તથા ક્રિયાપદના શબ્દો પૂછી તે સમજી શકે તેવા શબ્દોનો ઉપયોગ પણ પૂછવો. ઉપર નમુના માટે એક વાક્ય આપ્યું છે. તેવાં વાક્યો વાચનમાળામાંથી ખોળી કાઢી તથા મોઢેથી બનાવી તેમાંથી નામ તથા ક્રિયાપદ બોલાવી તેનો ઉપયોગ પૂછવો, અને ટુંકાં વાક્યો બનાવવા તેમને કહેવું.

---

# પરિશિષ્ટ.

## પાઠ ૧૮. અક્ષર.

કોઈ પણ ઉચ્ચારનો અર્થ સમજાય તે શબ્દ થાય, એ વાત આવી ગઈ. કોઈ શબ્દ બોલવામાં ટુંકા અને કોઈક લાંબા છે.

લે, ખા. જું, એ ટુંકા છે; અને અમથાલાલ, અમદાવાદ, એ લાંબા ઉચ્ચારવાળા છે; શબ્દોનો જેટલો ભાગ છૂટો પડીને બોલી શકાય છે, તેટલા ભાગને હાલ આપણે અક્ષર કહીશું. લે, ખા, એ શબ્દો એકેક અક્ષરના છે. એકથી વધારે અક્ષરના પણ શબ્દો થાય. અમદાવાદ એ પાંચ અક્ષરનો શબ્દ છે.

---

### પ્રશ્ન.

૧, ગયો, મગન, મોતીલાલ, જનોઈ, આકાર, ઈંજા, ઉકરડો, આગગાડી, એ કેટલા અક્ષરના શબ્દો છે ?

૨, કેટલાક એક, બે, ત્રણ, ચાર, પાંચ, અક્ષરોના શબ્દો બોલો, અને લખો.

---

## પાઠ ૧૯. સ્વર, વ્યંજન.

'અમદાવાદ' એ શબ્દમાં દરેક અક્ષરનો ઉચ્ચાર જુદો

છે. તેમજ સુરત, મોતીલાલ, કૌવચ, કૃપા એ બધા શબ્દોના શુદ્ધ અને કડકા પાડીને ઉચ્ચાર કરી જોશો તો બધા જુદા જુદા જણાશે. જુઓ:—

સુ એમાં પહેલાં. સ્, ને પછી ઉ, સંભળાય છે;

ર, એમાં પહેલાં ર્ ને પછી અ, સંભળાય છે;

તી, એમાં પહેલાં ત્, ને પછી ઈ, સંભળાય છે;

બીજા શબ્દોના ઉચ્ચાર કરી જોશો તો તેમજ જણાશે.

છેલ્લા ઉચ્ચારો થાય છે, તે બધા **સ્વરોના** છે, અને તે સ્વરોના ઉચારોમાં શરૂઆતમાં ફેરફાર કરનારા ઉચ્ચાર તે બધા **વ્યંજનના** છે. એવા સ્વરો ૧૧ અને વ્યંજન ૩૪ છે.

'અમદાવાદ'માં અ નો ઉચ્ચાર કરશો તો માલમ પડશે કે તેમાં વ્યંજનનો ઉચ્ચાર છેજ નહિ ને માત્ર પહેલેથી છેલ્લે સુધી અનોજ ઉચ્ચાર એકજ સરખો સંભળાય છે. તેમજ બધા સ્વરો બોલશો તો વ્યંજન પહેલો જોડેલો નહિ હોય તો પણ તે બોલાશે. માટે યાદ રાખવું કે સ્વર **એકલો બોલી શકાય છે અને 'વ્યંજન' સ્વરની મદદ વિના બોલાતો નથી.** તમે કોઈ પણ વ્યંજનનો ઉચ્ચાર કરીને બીજાને સંભળાવવાનું કરશો, તો તમને તરત લાગશે કે તેમાં છેલ્લો, 'અ' અથવા બીજા સ્વરનો ઉચ્ચાર સંભળાય છે.

આપણે લખીએ છીએ તે ઉચ્ચારોને માટે 'નિશાનીઓ' છે. સ્વર અને વ્યંજનો જ્યારે એકલા હોય ત્યારે તેને લખવાની નિશાનીઓ નીચે પ્રમાણે છે:—

---

સ્વરના ઉચ્ચાર માટે—

**અ, આ, ઇ, ઈ. ઉ, ઊ,**

**ઋ, એ, ઐ, ઓ, ઔ.**

વ્યંજનના ઉચ્ચારો ૩૪ છે; તે નીચે પ્રમાણે—

ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્,

ઝ્, ઞ્; ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્; ત્, થ્,

દ્, ધ્, ન્; પ્, ફ્, બ્, ભ્, મ્,

ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્, ળ્.

ઋ માં અ ભળેલો છે; પણ ર્ એકલો વ્યંજન છે, એમ સમજવું. ( જુઓ પૃ. ૩૩ ).

---

## પ્રશ્ન.

૧. હરેક અક્ષર બોલતાં પાછળથી સંભળાય છે, તે બધા શાના ઉચ્ચારો છે ?

૨. પહેલા જુદા ઉચ્ચાર સંભળાય છે તે શાના છે ?

૩, સ્વરોના જુદા જુદા કેટલા ઉચ્ચારો છે? કયા કયા ?

૪. વ્યંજનના કેટલા ઉચ્ચારો છે ? કયા કયા ?

૫. સ્વર અને વ્યંજનના ઉચ્ચારને માટે નિશાનીઓ છે તે બધી લખો.

૬. નીચેના શબ્દોમાં વ્યંજનને સ્વરના ઉચ્ચારો છૂટા પાડો:—લોકો, મતિ, ખાટલો, કૈલાસ, લૂલી, જોશી, લેખણ, ચેન, બનેવી, ગુલાબ, ઇ.

## પાઠ ૨૦. હ્રસ્વ, દીર્ઘ.

'વિચાર' શબ્દના વિ નો છેલ્લો ઉચ્ચાર 'ઇ' ટુંકો છે, ને 'રાશી' એમાં શી નો છેલ્લો ઉચ્ચાર લાંબો છે, માટે ઇ ટુંકો અને ઈ લાંબો બંને છે. તેજ પ્રમાણે 'સુજ્ઞ'ના સુનો ઉ ટુંકો છે અને જૂ. રૂ, એમાં છેલ્લો ઊ લાંબો છે; 'અ' નો અને 'ઋષિ' 'કર્તૃપક્ષ' વગેરે શબ્દોમાં આવનારા 'ઋ' નો ઉચ્ચાર ટુંકો હોય છે. સ્વરોમાં 'અ' અને 'ઋ' ના ઉચ્ચારો ટુંકા એટલે હ્રસ્વ છે. 'ઈ' અને 'ઉ' ના ટુંકા અને લાંબા એટલે હ્રસ્વ અને દીર્ઘ બંને છે અને બાકીના 'આ' 'એ', 'ઐ', 'ઓ' 'ઔ' એ પાંચ સ્વરોના દીર્ઘ છે, માટે એ પ્રમાણે એનો શુદ્ધ ઉચ્ચાર કરવો જોઈએ, અને કોઈ શુદ્ધ ઉચ્ચાર ઉપરથી તે ટુંકે કે લાંબો છે, તે સમજી લેવું જોઈએ.

---

### પ્રશ્ન.

૧. ટુંકા સ્વરો કેટલા અને કયા કયા?

૨. લાંબા સ્વરો કેટલા ને કયા કયા?

---

## પાઠ ૨. અનુસ્વાર, વિસર્ગ.

સ્વર કે વ્યંજન એ મૂળાક્ષર કહેવાય છે; એકલો સ્વર હોય કે વ્યંજનની સાથે સ્વર ભળેલો હોય, તે પણ અક્ષરજ કહેવાય; કેમકે એકલા વ્યંજનનો ઉચ્ચારજ થઈ શકતો નથી. એને જોડાક્ષર કહેવાનો ચાલ નથી.

ઘણી વખતે સ્વરોની પાછળ નાકમાંથી તે સ્વરં નીકળતો હોય તેવો ઉચ્ચાર થાય છે; **સ્વર પાછળ** તેવા ઉચ્ચારો થાય છે, માટે તેનો **અનુસ્વાર** કહે છે, અને તે બતાવવાને તે સ્વરના માથા ઉપર આવું ં ટપકું કરવામાં આવે છે. દહીં, ઘઉં, છોકરૂં, એમાં છેલ્લા ઉચ્ચારો **અનુસ્વારના** છે.

કોઈ વખતે કોઈ સ્વરનો ઉચ્ચાર એવો થાય છે કે જાણે છાતીમાંથી કંઈ કાઈ જતો હોય; 'દુઃખ' એમાં 'દ્' ને જોડેલા ઉ નો એવો ઉચ્ચાર થાય છે; તેને **વિસર્ગ** કહે છે. તેની નિશાની : આવાં બે ટપકાં છે.

---

## પ્રશ્ન.

૧. મૂળાક્ષર તે શું?
૨. વિસર્ગ શું?
૩. અનુસ્વાર તે શું?

---

## પાઠ ૨૨. બારાખડી.

પાછળ તમે જોયું કે સ્વર અને વ્યંજન એ બે જાતના મૂળ અક્ષરો છે. સ્વર બે રીતે લખી શકાય છે; (૧) છૂટા, (૨) વ્યંજનની સાથે. જ્યારે છૂટા લખવા હોય ત્યારે તે તે મૂળ રૂપે આખા લખાય છે, ( અ, ઇ, ઉ, વગેરે ), અને વ્યંજન ભેગા લખવા હોય ત્યારે આખા નહિ લખતાં માત્ર તેની અમુક નિશાનીઓજ વ્યંજનની પાછળ જોડાય છે, એ નિશાનીઓ નીચે પ્રમાણે:—

| આખી નિશાની. | | નિશાનીનું નામ. |
|---|---|---|
| અ | કંઈ નથી. | |
| આ | ા | કાનો. |
| ઇ | િ | હ્રસ્વ ઇ.(પાંચકુંડાળી) |
| ઈ | ી | દીર્ઘ ઈ (અજળુ). |
| ઉ | ુ | હ્રસ્વ ઉ (વરડુ). |
| ઊ | ૂ | દીર્ઘ ઊ(લોઢુ, નોતર). |
| ઋ | ૃ | |
| એ | ે | એકમાત્રા. |
| ઐ | ૈ | બે માત્રા. |
| ઓ | ો | કાનોમાત્રા. |
| ઔ | ૌ | કાનો બેમાત્રા. |

ઉપરના સ્વરોમાં ઋ થોડો વપરાય છે. તે જતાં ૧૦ સ્વરોની, અને કોઈ પણ સ્વરની પાછળ આવનાર અનુસ્વાર, તથા વિસર્ગની મળીને ૧૨ નિશાનીઓ વારંવાર દરેક વ્યંજનની સાથે જોડીને અસલથી શીખવવાનો ચાલ છે. તે બારાખડી કહેવાય છે.

(બારાખડીમાં અનુસ્વાર અને વિસર્ગને 'અ'ની પાછળજ લખવાનો ચાલ છે, પણ તે ગમે તે સ્વર પાછળ આવી શકે; જેમકે કિં, કું, કેં, ઇ.)

ક ની બારાખડી નીચે પ્રમાણે થાય:—

ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ, કો, કૌ, કં, કઃ

કોઈ વ્યંજનની નીચે ્ આવી નિશાની કરી હોય તો સમજવું કે તેમાં સ્વર ભળેલો નથી; એકલો વ્યંજન છે. પણ કે એમ નિશાની વગર લખ્યું હોય તો તેમાં અ મળેલો છે એમ સમજવું. 'માણુસ' એમાં ણુ ને સ માં અ ભળેલો છે.

કેટલાક વ્યંજનોમાં ઉપરની નિશાનીઓ સહજ ફેરફારથી લખાય છે; જેમકે—જી, જુ, જૂ, રુ, રૂ, ઇ.

---

### પ્રશ્ન.

૧. સ્વર કેટલી રીતે લખી શકાય છે?

૨. વ્યંજનની સાથે જોડવાની સ્વરની નિશાનીઓ તથા તેનાં નામ લખો.

૩. નીચેના શબ્દોમાંથી વ્યંજન તથા સ્વર છૂટા પાડોઃ— બાપા, બેન, જી, રૂપીઓ, આપણી, સો.

---

## પાઠ ૨૩. જોડાક્ષર.

કોઈ વખતે બે ત્રણ વ્યંજનો સાથે આવે છે, અને તેમને એક સ્વર જોડાએલો હોય છે. જુઓ, 'પ્રજા' એમાં પ્ર બોલો તો સમજાશે કે પહેલો પ્ નો, પછી ર્ નો, ને પછી અ નો ઉચ્ચાર છે; એવા બે કે વધારે વ્યંજન સાથે આવે, ને વચ્ચે કોઈ સ્વર ન હોય તેને જોડાક્ષર કહેવાનો ચાલ પ-

ડયો છે; ખરૂ જોતાં તે જોડેલા વ્યંજન, અને છેલ્લો સ્વર છે. સ્વર અને વ્યંજન બંને મૂળાક્ષર કહેવાય છે, પણ એક વ્યંજનની સાથે સ્વર જોડાએલો હોય, તે જોડાક્ષર કહેવાતો નથી.

જોડાક્ષર શું તે તમે સમજ્યા; પણ તે લખવાની કેટલીક રીત જાણવી જરૂરની છે. તમે જોયું કે વ્યંજનમાં વ્યંજન જોડાવાથી જોડાક્ષર થાય છે.

વ્યંજન લખવાની નિશાનીઓના બે ભાગ પાડી શકાય; (૧) જે વ્યંજનના પાછલા ભાગમાં કાના જેવી નિશાની હોય છે તે—ખ્ ગ્ ચ્ મ્ ત્ વગેરે;(૨) જે વ્યંજનને કાના જેવી નિશાની નથી હોતી તે—ક્ છ્ ટ્ દ્ ર્ વગેરે.

કાના જેવી નિશાનીવાળા વ્યંજન પછી કોઈ વ્યંજન જોડવો હોય તો કાનો કાઢી નાંખી, બીજો વ્યંજન તેની લગોલગ અથવા કેટલાકને નીચે જોડાય. સ્વચ્છ, તત્પર, અને સમાપ્ત, એમાં, સ્વ, ચ્છ. અને પ્ત એવા જોડાક્ષરો છે. કાનાની નિશાની વગરના વ્યંજન પછી કોઈ વ્યંજન જોડવો હોય તો બંને અક્ષરો લગોલગ લખાય છે. અથવા પહેલા વ્યંજન નીચે ખોડાની નિશાની મૂકવામાં આવે છે. લગાડયા, નક્કી, સદ્‌ગુણ, એમાં ડયા, ક્કી, દ્‌ગુ, એવા અક્ષરો છે. કોઈ વખત પહેલા વ્યંજનની નીચે બીજો મુકાય, જેમકેઃ—અડ્ડો ખડ્ડો, બ્રાહ્મણ.

કાના વાળા વ્યંજન સાથે ર્ જોડવો હોય તો ર્ ની વતી ્ર આવું આડું પાંખું કરે છે;—નેત્ર, પ્રજા, વગેરે.

કાના વગરના વ્યંજનને ર્ જોડવો હોય તો ઉપર લખ્યા મુજબ આડું પાંખું લગાડે છે, અથવા તે અક્ષર નીચે આવી ( ્ર ) નિશાની પણ કરે છે જેમકે—ચંદ્ર

સૌરાષ્ટ્ર કે સૌરાષ્ટ્ર વગેરે.

ર્ ને કોઈ વ્યંજન જોડવો હોય તો ર્ ની વતી તે વ્યંજન ઉપર આવી ( ૿ ) નિશાની કરે છે, અને તેને રેફ કહે છે; જેમકે-પર્વ, ગર્વ, ધાર્મિક.

શ ને ચ્, ર્, વ્, એ વ્યંજનો જોડવા હોય તો શ ને બદલે ‍શ્ર વપરાય છે. તેમજ તેની સાથે જોડતાં આવો ‍શ્ર પણ વપરાય છે.

જોડાક્ષરના કેટલાંક ઉદાહરણો:—

વિદ્યા—એમાં દ્યા એ જોડાક્ષર છે; તેમાં દ્+ય્+આ છે.
બાહ્ય—એમાં હ્ય એ જોડાક્ષર છે; તેમાં હ્+ય્+અ છે.
પદ્મ+એમાં દ્મ એ જોડાક્ષર છે; તેમાં દ્+મ્+અ છે.
વિદ્વાન—એમાં દ્વા એ જોડાક્ષર છે, તેમાં દ્+વ્+આ છે.
સિદ્ધપુર—એમાં દ્ધ જોડાક્ષર છે; તેમાં દ્+ધ્+અ છે.
વિત્ત—એમાં ત્ત જોડાક્ષર છે; તેમાં ત્+ત્+અ છે.

## પ્રશ્ન

૧. જોડાક્ષર તે શું ?

૨. નીચેના શબ્દોમાં જોડાક્ષર કયા છે તે કહો, અને દરેકમાં કયા કયા વ્યંજનો સાથે આવેલા છે, તે બોલી તથા લખી બતાવો:—

પ્રજા, ઈશ્વર, રાક્ષસ, નમ્ર, સ્ત્રી.

ભદ્રનો કિલ્લો—અમદાવાદ.



Photo taken by A. R Desai. Engraved by D. J.